

||મહામંત્ર|| ||મહામંત્ર|| 'હું છું' ||મહામંત્ર|| ||મહામંત્ર||





# 'હું છું'

શ્રી નિસર્ગદત્ત મહારાજનો મહામંત્ર



||મહામંત્ર|| ||મહામંત્ર|| 'હું છું' ||મહામંત્ર|| ||મહામંત્ર||






## શ્રી નિસર્ગદત્ત મહારાજનો મહામંત્ર

**અનુવાદ અને પ્રકાશક :**
**શ્યામ ગો. કોર્ડે**
એ/૩૪, રાધાકૃષ્ણ પાર્ક,
રાધાકૃષ્ણ ગાર્ડન પાસે,
અકોટા, વડોદરા–૩૯૦ ૦૨૦.
મો. નં. ૯૦૮૨૨૮૦૪૩૫
e-mail : shyamkorde@gmail.com

**સંકલન-સંપાદક :**
**સચિન ક્ષીરસાગર, પુણે**
૯૮૯૦૭૧૧૧૮૦
**શ્રી પ્રદિપ આપટે**
e-mail : apte98@gmail.com

**પ્રથમ આવૃત્તી :** તા. ૧૬/૧૧/૨૦૨૦
નૂતનવર્ષ

**મુદ્રક-સુશોભન :**
**ચંદ્રકાંત કોકજે**
''કોકજે'', શંકર ટેકરી,
દાંડીયા બજાર, વડોદરા.
મો. ૯૮૯૮૫૫૪૯૯૭
e-mail : kokjecap@gmail.com

**સાભાર :**
**ભરત શિંપી**
ધન્યવાદ ક્રિયેશન, જળગાંવ/પુણે
૯૯૭૦૧૮૨૯૧૭
e-mail : bharatshimpi.917@gmail.com

# નિસર્ગદત્ત મહારાજનો અલ્પ પરિચય

| | |
|---|---|
| નામ : | શ્રી મારૂતીરાવ શિવરામપંત કાંબળી, લોકોએ પ્રેમથી આપેલ નામ ''નિસર્ગદત્ત'' |
| જન્મ : | ચૈત્ર પૂનમ સવારે ૧૮૯૭ સાલ, હનુમાન જયંતી |
| જન્મ ગામ : | કાંદળગામ, જીલ્લા સિંધૂદૂર્ગ, મહારાષ્ટ્ર. |
| સદ્ગુરૂ : | શ્રી સિદ્ધ રામેશ્વર મહારાજ |
| પ્રમુખ ગ્રંથ : | ''I am That''<br>મહારાજના અનેક સાધકો સાથે થયેલ 'સુખ સંવાદના' મૂળ મરાઠી રેકાર્ડીંગ પરથી મી. મૉરીસ ફ્રિડમન નામના પૉલીશ સદ્ ગૃહસ્થે ભાષાંતર કરેલ છે. ''I am That'' આ ગ્રંથનું જગતમાંની ૧૮ પરદેશી ભાષાઓમાં અને ભારતનીડ ભાષામાં થયેલ પ્રસિદ્ધ ભાષાંતર |
| મુખ્ય ઉપદેશ : | ''હું છું'' આ જાણ પર ધ્યાન આપવુ અને ''હું છું'' આ જાણનો પણ ''હું જાણકાર છું'' આવુ ઓળખવુ. |
| સમાધિ : | તા. ૮ સપ્ટેંબર ભાદ્રપદ શુદ્ધ નવમી સાંજના ૭.૩૦ વાગે. |

આપણા સંસ્કારી સનાતન ભારત દેશમાં ઘણાં સાધુ સંત, મહાત્માઓ થઈ ગયા. જેમ કે શ્રી આદિ શંકરાચાર્ય, શ્રી રામકૃષ્ણ પરમહંસ, શ્રી રમણ મહર્ષિ, જે કૃષ્ણમૂર્તિ વિગેરે. એવાજ શ્રી નિસર્ગ દત્ત મહારાજ એક જીવન મુક્ત મહાત્મા થઈ ગયા. તેઓ મુંબઈ માં એક બીડીની દુકાન ચલાવતા હતા. તેમના એક મિત્રના કહેવાથી તેઓ શ્રી સિદ્ધ રામેશ્વર નામના નાથ સંપ્રદાયના મહાત્માના દર્શને ગયા ત્યારે તેઓ એ તેમને શિખ આપી કે તુ ફક્ત ''હું છું'' (Pure Consciousness) પર ધ્યાન કેન્દ્રીત કર એટલે તને પરમાત્મા પ્રાપ્તી થશે. ત્યાર થી તેઓએ આ સાધના શરૂ કરી. દક્ષિણ ભારત અને ત્યાંથી ઉત્તર ભારતની યાત્રા કરી અને છેવટે ઘરે આવી આ સાધના ચાલુ રાખી. ફક્ત ત્રણ મહિનામાંજ તેઓને પરમાત્માનો બોધ થઈ તેઓ જીવનમુક્ત થયા.

આધ્યાત્મિક માર્ગના મુમુક્ષુ સાધકો માટે તેઓની શિખ ખૂબજ પ્રેરણા દાયી અને માર્ગદર્શક બની રહે એજ અભ્યર્થના.

શ્યામ ગો. કોર્ડે

# મનોગત

શ્રી નિસર્ગદત્ત મહારાજનો 'મહામંત્ર' આ સંગ્રહ સર્વ સાધક ભક્તોને અર્પણ કરવામાં અમને ખૂબજ આનંદ થાય છે. શ્રી નિસર્ગદત્ત મહારાજના સર્વે વાડમયોમાંથી ''હું છું'' આ મહામંત્રની પસંદગી શરૂવાતમાં શ્રી મહારાજના એક ભક્ત શ્રી પ્રદિપભાઈ આપટે એ કરી અને એ પછી શ્રી ભરત ભાઈ શિંપી એ એમા ઉમેરો કરી એને વેધક રીતે સાદર કરવાથી આ દુર્લભ સંગ્રહ તયાર થયો છે.

અહિંયા મહામંત્ર એમ ક્હેવામાં આવ્યુ છે એનો મતલબ જાપ કરવાનો છે એવો અભિપ્રેત નથી પણ ''હું છું'' એવા નિઃશબ્દ બોધમાં (ઉંડાપણપૂર્વક જીણમાં) રહેવું આભિપ્રેત છે. માણસે ખગોલમાંના (અંતરાળમાંના) હજારો માઈલ દૂરના ગ્રહો, તારાઓ ને શોધવામાટે દૂર્બિણોની શોધ કરી પણ પોતાની જાતની શોધ લેવા એ કાંઈ કરતો નથી. માણસ બધાના સહવાસમાં રહે છે, માં ના, છોકરાઓના, મિત્રોના, સગા વહાલાઓના સહવાસમાં રહે છે, પણ માણસ પોતાના સહવાસમાં ક્યારેય રહેતો નથી. માણસ આખુ જગત જુએ છે, પ્રેક્ષણિય સ્થળો જુએ છે, વિવિધ વાતો જુએ છે પણ પોતાની તરફ ક્યારેય ઉંડાણપૂર્વક જોતો નથી. એકાદ પ્રસિદ્ધ વ્યક્તિને, આપણને બધા ઓળખે છે એનો ખૂબ અભિમાન હોઈ શકે છે, પણ એ પોતાને ઓળખતો નથી એનો એને જરાય અફસોસ હોતો નથી.

શ્રી નિસર્ગદત્ત મહારાજે પોતાની જાતને ઓળખવા માટે આ મહામંત્ર સંગ્રહમાં ખૂબ સહેલી પદ્ધત, સાધના કિધેલ છે. 'હું છું' ની ઓળખ, 'હું છું' માં રેહવાની સાધના અને 'હું છું' માં સ્થિર રહ્યા પછી થનાર પરિણામ શ્રી નિસર્ગદત્ત મહારાજની વિશિષ્ટ શૈલીમાં આ સંગ્રહમાં જોવા મળશે.

કોઈને પણ સવારે જાગ્યા પછી ધ્યાનમાં આવે છે કે ''હું છું''. જાગી ગયા પછી વ્યવહાર શરૂ થતા પહેલા, 'હું છું' એ ધ્યાનમાં આવવાની જે નિ:શબ્દ જાગરૂક્તા છે એ છે ભગવાન, એ છે જ્ઞાન, પણ એ જ્ઞાન થયા પછી વ્યવહારમાં પરોવવાથી વ્યક્તી એ ભગવાનને ભૂલી જાય છે.

'હું છું' એમા સ્થિર થવા માટે 'હું છું' ને 'હું છું' થીજ ઝાલી રાખવાની સાધના શ્રી મહારાજ અહિંયા કહે છે. આ સાધના કરવી એટલે ચોક્કસ શું કરવું? તો ''હું છું'' આ ભાવમાં સ્થિર રહેવું. એટલુ આ સાધનામાં સ્થિર રહેવું કે 'હું છું' ની જરૂરિયાત પણ ખલાસ થવી જોઈએ.

'હું છું' માં સ્થિર થયા પછી, સ્થિર થયેલ તરફથી કોઈપણ ભૂલ નહીં થાય એવી ખાત્રી અહિં શ્રી મહારાજ આપે છે. આનો એક અર્થ એવો પણ થાય કે જ્યાં સુધી સાધક તરફથી ભૂલો થઈ હોય, તેને કોઈ પ્રશ્ન અથવા શંકા થતી હોય તો એનો અર્થ એ સાધક 'હું છું' આવા ભાવમાં હજુ પાક્કો સ્થિર થયો નથી.

સાધકને પોતાના તરફ જવા માટે જુદી જુદી સાધનાની પ્રક્રિયાની જરૂર છે. પણ શ્રી મહારાજ અહિંયા કહેવા માગે છે કે 'હું છું' માં બોધની દ્રષ્ટીએ સ્થિર થવું એટલેજ અષ્ટાંગયોગ અને એજ ભક્તી. શ્રી મહારાજે આમાં કિધેલ જ્ઞાનદ્વારા દરેકને પોતાને ઓળખવા તેમજ તેમાં સ્થિર થવા નિશ્ચિતજ મદત થશે.

૩૧ ડિસેંબર ૨૦૦૮ ના સવારના એક કલાક દરમ્યાન શ્રી નિસર્ગદત્ત મહારાજના ‘હું છું’ આ મહામંત્ર પર અંગ્રેજીમાં થોડી લીટીઓ લખી હતી એ પછી ઑક્ટોબર ૨૦૧૧ માં એની પ્રસ્તુતી સૅન હોસે, એમની ટીકામાં ‘સાયન્સ ઑફ નૉન ડ્યુઆલિટી’ આ કૉન્ફરન્સમાં આપી હતી.

આજ લખાણને શ્રી સચિન ક્ષીરસાગર અને ભરત શિંપી એ મારા કરતા વધુ સારી રીતે વિસ્તૃત અને સુંદર રૂપ આપેલ છે એ બદ્દલ એમનું અભિનંદન અને એમને ખુબ ખુબ આશિર્વાદ.

– શ્રી પ્રદિપ આપટે




આજ ફક્ત સાચુ બાકી બધુ અનુમાન છે.

# ‘હું છું’

આ જાણ ઝાલી રાખવી એટલે
શાંતી, આનંદ અને પ્રેમભાવની સ્થિતી.


હું હું
આમાં સ્થિર રહેવુ એજ સર્વ
પાપમાંથી તમને મુક્ત કરશે.




આજ હંમેશ માટે તાજુ હોય છે.
એ હોવાનું યાદ રાખવુ પડતુ નથી.

# હું છું

આ જાણના ચિંતનમાં
તમારૂ દિલ-મન લગાડો.

# હું હું

જે

'હું છું' માં

સ્થિર રહે છે

એ સદા મુક્ત છે.

# હું છું

માં મારૂ અસ્તીત્વ છે. પ્રત્યેક રૂપ મારૂ છે, હું છું અને મારા હોવાપણાને લિધે બધુ કાંઈ છે.

# હું છું

ને 'હું છું' એજ પકડવાનું.

# હું છું

આમા સ્થિર થયા પછી કોઈપણ ભાવ, ભેદભાવ રહેતો નથી,
બધો ભેદભાવ આ 'હું છું' આના પછી ઉદ્‌ભવે છે.




આ અંતિમ વસ્તુસ્થિતી છે.

# હું

આ એકજ વાતની તમને ખાત્રી હોઈ શકે. એમા સ્થિર થાઓ અને બાકી બધુ છોડી દો. આજ યોગમાર્ગ છે.




આ લાગણી ની  એકવાર ખાત્રી
થાય, નિશ્ચિય થાય એટલે પછી,
'હું છું' આ સ્મૃતીની જરૂરિયાત
ખલાસ થાય છે.

# ॥હું છું॥

આ સર્વે અનુભવોનો પાયો છે.

# 'હું છું'

આ સિવાયના બિજા વિચારોને આશ્રય આપશો નહીં,
પછી બિજુ કાંઈ કરવાની જરૂર નથી,
બધુ કાંઈ ઉત્સ્ફૂર્તતાથી , નૈસર્ગિકતાથી,
તમારા હસ્તક્ષેપ સિવાય થતુ રહેશે.




આમાં હંમેશ માટે સ્થિર થયા પછી
'હું છું' આ ભાવ પણ અદ્રષ્ય થાય છે.

# હું

આના લિધેજ તમે

‘હું સત્ય સ્વરૂપ છું’

એવુ કહી શકો છો.

# ‘હું છું’

અનુભવ લેનાર પોતે ‘હું છું’ એવી સમજ હોવી
આ પણ એક અનુભવજ છે.

# હું

હું સર્વ કાંઈ છું.
આ ભાવ જતાની સાથેજ ‘હું છું’
આવે છે. ‘હું છું’ પણ જતુ રહેતા
ફક્ત સદ્‌વસ્તુ રહે છે અને
એમાં પ્રત્યેક ‘‘હું છું’’ રહે છે.

# હું છું

આ હોવા માટે જગતની જરૂર નથી,
પણ જગત ને 'હું છું' ની ગરજ છે.




આજ ફક્ત સત્ય છે,
આ સત્યજ જાણવાની તમને ગરજ છે.

# હું હું

આ ભાવ અદ્રશ્ય થશેજ
કારણ બધે આજ અદ્વૈત ભાવ બચે છે.




આમ કેહવુ બરાબર છે. પણ હું ફલાણો છું,
ઢિકણો છું એમ કહેવુ શોધ ન લેવાનું,
તપાસી ન જોવાનું લક્ષણ છે, માનસિક દુર્બલતાનું
અથવા સુસ્તીનુ લક્ષણ છે.

# ‘હું છું’

“હું છું” આ જાણ પર ધ્યાન કેન્દ્રીત કરો.
“હું છું” આ સમજ શુદ્ધ અને
સાદુ અસ્તિત્વ છે.

# 'હું છું'

જ્યારે **હું છું** એવું હું કહુ છું, ત્યારે હું હંમેશા વર્તમાન વસ્તુસ્થિતીનુંજ વારંવાર પ્રતિપાદન કરૂં છું.

# હું

આ થેલી જેવું છે અથવા જે દોરાથી
થેલી વિણી છે એ દોરો એટલે ''હું છું''.



આવો વિચાર એજ જગતરૂપી
આરીસો સાફ કરવા માટેનું કપડુ છે.
આનાથી આરીસો સાફ કરતા રહેજો.

મારા ગમા માં રહેવા કરતા હું

# હું...

માં વધારે રહું છું.

હું હંમેશા

# ‘હું છું’

આ ભાવમાંજ રહુ છું.




આ જાણમાં દ્રઢતાથી રહો,
આજ સર્વ પ્રયત્નોનો આરંભ અને અંત છે.

# હું છું

આમા જે સ્થિર રહે છે એને કોઈપણ
પ્રકારની શંકા અને પ્રશ્ન રહેતો નથી.

# હું હું

આ જાણમાં પણ શુદ્ધ પ્રકાશ અને
અસ્તિત્વની સંવેદનાનો સમાવેશ હોય છે.
'છે' એ નથી હોતુ છતા પણ 'હું' હોવુ છું.



આવો સાદો ભાવ બધામાં ઉત્તમ.

# હું

આજ મારો ધર્મ, આજ અર્થ,
આજ કામ અને આજ મોક્ષ.

# હું

એટલે નિ:શબ્દ,
નિરાકાર
શુદ્ધ જાણ.

# હું

એજ મારી સમાધી.




એજ હું જોવુ છું!




એટલે ફક્ત ‘‘હું છું’’.
શુદ્ધ હોવુ, એ વ્યતિરિક્ત કાંઈજ નહીં.

# કંઈક...

આજ મારો અષ્ટાંગ યોગ.

જે

# ‘હું છું’

માં સ્થિર રહે છે
એ કાંઈપણ ખોટુ કરી શકતો નથી.

આ દેહ નહી પણ

ફક્ત




# હુંપણું

માં રહેવાની સાધના
આ ભાવ,
હંમેશ માટે લોપ પામવા સુધીજ.




એટલુજ મને ખબર છે.



ફક્ત આ ભાવનાને
ઘટ્ટ ઝાલી રાખો. આજ છે તમારા
ભગવાન, ગુરુ અને માર્ગદર્શક.

હું છું

માં સ્થિર થવું
આજ ખરી સાધના.



આમાં સ્થિર થવું એટલેજ
તુર્યાવસ્થા અને તમારૂ
ખરૂ સ્વરૂપ.

# હું છું

પોતાની તરફ સ્થિરતાથી જુવો. એટલુ પર્યાપ્ત છે, બંધ દરવાજોજ તમને મુક્ત કરનાર છે. 'હું છું' આ દરવાજો.

હું છું

# ‘હુંહું’

આ સ્પંદન અંતરમાં
સતત ચાલુ છે.

'હું'

એજ મારૂ શ્રવણ, મનન
અને આજ મારો નિદિધ્યાસ.

આજ મને સર્વત્ર દેખાય છે,
ભાસે છે અને ફક્ત આજ
મારા મનમાં હોય છે.

હું હંમેશા

# હુંછું

આ ભાવમાં હોવુ છું એટલે
કોઈપણ ઈચ્છા, અપેક્ષા બાકી
રહેતી નથી.

# હું

આ શું છે ? કેવુ છે, એનો ઉગમ, જીવન, અર્થ શું છે ? આવુ ચિંતન કરો.




આ જાણ તમારી પોતાની છે.
તમે એનાથી અલગ થઈ શકતા નથી.

# હું છું

આ જાણમાં આગળ કાંઈ નથી
એ કાલાતીત અવસ્થા છે.



# ‘હું છું’

આ બધુજ સરળ, સહેલી
અને અમોલ સંપદા
શ્રી નિસર્ગદત્ત મહારાજે જગતને
આપી છે. એ માટે આ જગત
એમને ક્યારેય ભૂલશે નહીં.